ાજું ધોરણ ભણનારી બાળાઓ માટે

ગુજરાતના પ્રસિદ્ધ સાક્ષર.

સ્વર્ગવાસી નવલરામ લક્ષ્મીરામ કૃત.

સરકારી તથા ગાયકવાડી કેળવણીખાતામાં ચાલતી.

# બાળગરબાવળી'ની નોટ


રચનાર—છગનલાલ મોતીરામ શાહ.

શાહપોર—સુરત.



પ્રસિદ્ધ કર્તા—છગનલાલ મોતીરામ શાહ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર—સુરત.

સુધારેલી આવૃત્તિ ૧ લી. પ્રત ૧૧૦૦.





સુરત ચકટાના પુલ ઉપર પાણીની ટાંકી પાસે આવેલા 'શંકર' પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.


કિંમત બે આના.

# 'બાળ ગરબાવળી'ની નોટ.



### બાળ પ્રાર્થના.

પ્રાર્થના=માગણી.
આપ=તમે; પોતે.
પ્રાણી માત્રનાં=સઘળાં-જ પ્રાણી પદાર્થના.
શક્તિ=બળ; જોર.
માપ=પ્રમાણ.
પાય લાગું=પગે લાગું.
પ્રથમ=પહેલું.
તમ=તમારૂં.
પ્રેમ=હેત; પ્રીત.
અમપર=અમારાપર.
રહેમ=દયા; મહેરબાની.
ક્ષેમ=કુશળ; આરોગ્ય; શરીરે સુખી.
કુશળ=આરોગ્ય; શરીરે સુખી.
ભાંડુ=સગાં; ભાઇબેન.
સાથ=ટોળું.
વ=લુસ્ત્રગડાં.
આલજો=આપજો.
સંકટ=દુઃખ; પીડા.
ટાળજો=મટાડજો; દૂર કરજો.
વા'લ=હેત.
સુબુદ્ધિ=સારી બુદ્ધિ.
કાપો=કાઢી નાખો.
કુતર્ક=નઠારા વિચાર.
કુચાલ=નઠારી ચાલ.
સેવ=સેવા; ચાકરી.
ટેવ=આદત.
હરો=લઇ લો.
અહમેવ=અહંકાર; ગર્વ.
માયાળુ=માયાવાળા.
મીઠાં=મધુર.
બોલ=વાણી; શબ્દ.
ભાવ=હેત; પ્રીતિ
નિભાવ=ટકાવ; ગુજરાન.
સુમાર્ગ=ખરો રસ્તો.
દિલ=મન; અંતર.
વસાવ=રખાવ.
પરમારથ=પરોપકાર; પારકાનું ભલું કરવું તે.
પૂર્ણ=પુરેપુરો.
વ્યસન=ટેવ; આદત.
લગાડજે=પાડજે.
અંતર=મન.
ઉઘાડજે=ખોલજે; ફેલાવો કરજે.
શુદ્ધ=ચોકખું.
જોગ=લાયક.
યોગ્ય=લાયક.

### નિશાળે જતી છોડીનું વર્ણન.

વર્ણન=હકીકત; વાત.
વા'લી=પ્યારી.
છોટી=નાની.

ડા'પણ=સમજણ.
રાઢો=કજીઓ.
દાઢો=દિવસ; દહાડો.
વા'ણે=મળસ્કામાં; પરોઢીએ.
નિત્યે=દરરોજ; હંમેશાં.
પ્રીતે=હોંસથી; ખુશીથી.
ભાવે=હોંસથી.
ચૂકે=ભૂલે; વિસરે.
કો કાળે=કોઇ વખતે.
સિલેટ=પત્થરપાટી; સ્લેટ.
સાહી=પકડી; ઝાલી.
દીસે=દેખાય.
ઠમઠમ=હરખાતી હરખાતી.
સરસ=સારી.
ઠરે છે=નક્કી થાય છે.
વાતો=વારતાઓ.
હરખ=આનંદ; ખુશાલી.
સરવને=બધાને; સર્વને.
રસ ાળી=રસવાળી.
બોલ=શબ્દ; વાણી.
મન ગમે=મનને પસંદ પડે.

## છોડીઓની ઉજાણી.

ઉજાણી=મિજબાની.
અલીઓ=એનો.
હળીમળી=સંપી.
કો=કોઈ.
આણી=લાવી.
ખોળી=શોધી.
અજીઠી=એંઠી; એટેલી.
સસ્તાં=સોંઘાં.
ખોરાં=ગંધાતાં.
કોકડી=સુકી રાયણ.
દ્રાખ=દરાખ.
બર્ફજ=બરફજ.
બર્ફજ સરખી=બરફના ચોસલા જેવી.
હરખી=ખુશી થઈ.
કેમે=કોઈ પણ રીતે.
હાર્યો=ભાગ્યો.
ખપે=ઉપયોગમાં આવે; કામ લાગે.
મમરા બે જાતના થાય છે ખારા ને મોળા.
ગટ્ટ કરી ગયા=ખાઈ ગયા.
પાંચ પકવાન=લાડવા, દહીંતરા, જલેબી, ફરસીપુરી, સુત્રફેણી વગેરે.
જીભ સળવળે=મોંમાં પાણી આવે; ખાવાનું મન થાય.
ગળગળતું=ઘીથી નીતરતું
મોં બળતું=તીખું તંમતંમતું.
ખોઓ=પોસ.
ખારેક=સૂકું ખજૂર.
સેકયો=શેકેલો.
છાનું=ચોરીને.
છુપાવી=સંતાડી.
વાળી=મોકલી; કાઢી.
રોતી=રડતી.
બિચારી=ગરીબ.

પાસ=પાસે.
મિજબાની=ઉજાણી.

**ગુજરાતનો વનસ્પતિ વૈભવ.**

**ભાગ ૧ લો.**

વૈભવ=શોભા.
રૂડો=સારો.
મુલક=દેશ.
જગદીશે=પરમેશ્વરે.
ઘડયો=બનાવ્યો.
લીલા લહેર=આનંદ.
ધન=પૈસા.
ધાન્ય=અનાજ.
ભૂધર=પરમેશ્વર.
ઝાલર=વાલ.
ઝાઝા=ઘણા.
આદે=બીજા.
કળશી=૧૬ મણનો બોજો.
કાચું સોનું=કાચો કીંમતી માલ.
કાચું=પાકી; મણા.
કિરતાર=બનાવનાર; પરમેશ્વર.
કૃપા=મહેર; દયા.
ભરતખંડ=હિંદુસ્તાન.
ભારે=ઘણી.
ભૂલ=ચૂક.
ભુંડી=ખરાબ; નઠારી.
દળદર=ગરિબાઈ.
માંહી=માં.
દળદર માંહી ડુબી ગયાં=ગરિબાઇમાં આવી પડયા.
બોલ=શબ્દ.
જનમ=જીંદગી.
હુન્નર=કળા.
જૂઠો=ખોટો.
મમત=જીદ; આપમત.
ગાડરવટ=ઘેટાની માફક.
ઇર્ષા=અદેખાઈ.
તાણે=કરે.
દાઝ=લાગણી.
ઘુમો=ફરો.
ગર્વે=અહંકારથી.
ગરૂઓ=આબાદ; સુખી; ચઢીઆતો.
સ્વદેશ=પોતાનો દેશ.
વાંચ્છો=ઇચ્છો; ધારો.
સજી=રાખી.
વિદ્યામાતા=સરસ્વતી.
મદમાતા=અહંકારમાં છાકેલા.
કમરકશી=કેડ બાંધી.
ખુંખારી=આળસ દૂર કરી.
બહાર પડો=મેદાન પડો; પ્રખ્યાત થાઓ; તૈયાર થાઓ.
ફતેહ=જીત; જય.
ધારી=વિચારી.

**ગુજરાતનો વનસ્પતિ વૈભવ.**

**ભાગ ૨ જો.**

બગીચો=બાગ.
ફાલ્યો=ફળફૂલવાળો થયો.
ફુલ્યો=ખીલ્યો.

પ્રખ્યાત=જાણીતો.
ઝુંડ=જથો.
દીસે=દેખાય.
હરખી=આનંદ પામી.
હસે=ખુશી થાય.
ઘટા=ફેલાવો; ભરાવ.
ચોગમ=ચારે બાજુએ.
સેના=લશ્કર.
હારોહાર=હારબંધ.
મણા=ખામી; કસર.
છાયા=શીળો.
ભુંડી=નઠારી.
ખીલ્યું=ખીલી રહ્યું.
અમૂલ્ય=જેની કીંમત થઈ શકે નહિ તે.
બુધ=બુદ્ધિ; અક્કલ.
હિણા=વગરના.
ખપ=કામ.
ખરે=ખચિત; નક્કી.
વાંક=ગુનો; તકસીર.
કાંએ=કાંઈ પણ.
શેલડી=શેરડી.
ઝુકે=નમે.

કુંભસ્થળ=હાથીના માથાની વચમાંનો ઢેકો.
ઝવાહિર=રત્ન.
ગાઉં=વખાણું; તારીફ કરું.
કદંબ=એક જાતનું ફૂલ ઝાડ. એ ઝાડપર શ્રી કૃષ્ણ ભગવાને ગોપીનાં લુગડાં લઇ મૂક્યાં હતાં.
ઝીલી=ટકાવી.
ખરે=પણ; નક્કી.
જમરૂખી=જામફળી.
કદળી=કેળ.
પપાઉં=પપનસ.
મઝાદાર=લહેજતદાર; સ્વાદિષ્ટ.

## ગુજરાતનો વનસ્પતિ વૈભવ.

### ભાગ ૩ જો.

મઝા=આનંદ.
સુગંધ=સારી વાસ.
સજની=બેન.

રંગબેરંગી=તરેહ તરેહનાં રંગનાં.
આંખે વળગે=આંખને ગમે.
બેંકી=મહેકી; બહેકી; મઘમઘ થઇ.
ગુણી=ગુણકારી.
મઘમથી=બહેકી.
સોરમ=પીમળ; વાસ.
ચોપાસ=ચારે તરફ.
સોહામણાં=શોભિતાં.
કેસુડાં=ખાખરનાં ફૂલ.
સુરજફૂલ=સુરજમૂખી.
પૂઠે=પાછળ.
ચાંદાસુ=ચંદ્રમા સાથે.
હાસુ=હસવું.
હાસુ આવે=ખીલે.
તુરી=પીપી; સરણાઇ.
બનિયા=બન્યા.
પુકારે=બૂમ પાડે.
વૈભવ=લીલા; શોભા.
ઈશ=પરમેશ્વર.

લીલા=શોભા.
વાસ=રહેઠાણ; મુકામ.
જગદીશ=પરમેશ્વર.
સભર ભર્યો=પુરેપુરો ફેલાયો.
ભાગ્ય=નસીબ.
ભવ=દુનિયા.
સાર=મતલબ.
સર્યો=ગયો.

## નિશાળનું વર્ણન.

વર્ણન=હકીકત.
પાય લાગું=પગે લાગું.
ભાગ=મટાડ; દૂર કર.
મુખ=મોઢે.
એ'નપણી=સહીઅર.
મનમોજે=ખુશીથી.
ગીત=ગાયન.
રૂપાળા=શોભિતા.
ઉમંગ=હોંસ; ઉલટ.
ખેળવણાં=રમકડાં.

ખૂશકાર=ખુશ કરનાર.
રીઝી=ખુશી થઈ.
ચળકતે=ઝળકતે.
બાળા=છોકરી.
નકશો=ગામ કે દેશનો ચિતરેલો નમુનો.
નવરંગી=તરેહ તરેહના રંગનાં.
તકતકતા=ચક્ચકતા.
ભલા=સારા.
તખ્તા=આરસા.
ભેરવ્યાં=ટાંગ્યાં.
ચકર ચકર=ગોળ ગોળ.
સખ્ખિ=એનપણી.
સંગે=સાથે.
મતિ=બુદ્ધિ.
રંગે=ખુશાથી.
મઝા=આનંદ.
રજા=છુટ્ટી.
માયા=હેત; પ્રીત.

પરે=ઉપર.
શાંત=ધીરા.
મીઠું ભાખે=મીઠાં વચન બોલે.
છટા=ચાલાકી; ખુબી.
ત્યાંહી=ત્યાં.
ચોંટે=વળગે.
છાહી=છવાઇ; પથરાઇ.
અહાવી=આવી.
મોજ=મજા.
રૂઢ=સુંદર.
ભાગ્ય=નસીબ.
જાગે=ઉઘડે.
ભણતર=વિદ્યા.
વણ=વગર.
પશુ સરખાં=ઢોર જેવાં.
નર=પુરૂષ.
નાર=સ્ત્રી.
અપાર=ઘણાંજ.
નિરખ્યાં=જોયાં.



# બાળકોની માગણી.

**સમજુતી**–હે પરમેશ્વર! તમે સઘળાંજ પ્રાણી પદાર્થનાં મા-બાપ છો, માટે હું માગું તે આપો, તમારા બળનું કાંઈ માપ નથી, હે પરમેશ્વર! હું પગે લાગીને આટલું માગું છું. (૧) પહેલાં હું તમારો પ્યાર માગું છું. તમે અમારા પર મહેરબાની રાખો, તમારી મહેરબાનીથીજ અમે શરીરે સુખી રહીએ, માટે હે પરમેશ્વર હું પગે લાગીને આટલું માગું છું, હે પરમેશ્વર૦ (૨) હું, મારી મા શરીરે સુખી રહે એવું માગું છું, મારા બાપ શરીરે સુખી રહે એવું માગું છું; મારાં સગાં વહાલાં અને ભાઇબેનો શરીરે સુખી રહે એવું માગુંછું, હે પરમેશ્વર૦ (૩) હું માગુંછું કે તમે અમારૂં પોષણ કરજો, વળી અનાજ, લુગડાં અને આબરૂ પણ આપજો; અને બધાં માણસનાં દુઃખ મટાડજો, હે પરમેશ્વર૦ (૪) હું હેત લાવીને માગુંછું, કે હું બાળકને તમે સારી બુદ્ધિ આપો; અને નઠારા વિચાર તથા નઠારી રીતભાતને કાઢી નાખો હે પરમેશ્વર૦ (૫) હું માબાપની સેવા અને હમેશાં સાચું બોલવાની ટેવ માગુંછું; વળી માગુંછું કે મારા મનમાંનો અહંકર કાઢી નાખો, હે પરમેશ્વર૦ (૬) હું માયાળુ સ્વભાવ, મીઠી વાણી અને બધાપર હેત રહે એવું માગુંછું, કે જેથી દુનિયામાં મારૂં ગુજરાન થાય, હે પરમેશ્વર૦ (૭) હું માગુંછું, કે મને ખરો રસ્તો (મોક્ષનો માર્ગ) બતાવો અને મારા મનમાં દયા રખાવો; વળી પારકાનું પુરેપુરૂં ભલું કરાવો, હે, પરમેશ્વર૦ (૮) હું માગુંછું, કે મને ભણવાની ટેવ પાડજો, અને મારા મનની આંખો ખુલ્લી કરજો, મતલબ કે ખરૂં ખોટું સમજવાની બુદ્ધિ આપજો, વળી સાચનો ચોકખો સુરજ ઉઘાડજો મતલબ

કે હું સાચું બોલું છું એવી આબરૂનો ફેલાવો કરજે, હે પરમેશ્વર૦ (૯) મેં ઉપર પ્રમાણે જે જે માગ્યું તે તારી પાસે માગવાને હું લાયક છું અને તમે બાપ છો તેથી આપવા જોગ છો, હવે મને જે જે આપવા લાયક હોય તે આપો, હે પરમેશ્વર૦ (૧૦)

---

## નિશાળે જતી છોકરીની હકીકત.

**સમજુતી**—મારી વહાલી બેન બહુ નાની છે, પણ સમજણમાં મોટી છે મતલબ કે સમજણ વધારે છે. (૧) મારી વહાલી બેન કજીઓ કરતી નથી, અને આખો દિવસ હસતીજ હોય છે મતલબ કે હસમુખી છે. (૨) મારી વહાલી બેન મળસ્કામાં વહેલી અને બધાથી પહેલી ઉઠે છે. (૩) મારી વહાલી દરરોજ દાતણ કરે છે, ને ખુશીથી નહાય છે. (૪) મારી વહાલી બેન ચોટલો ઓળાવે છે ને રોજ કપાળ લુછાવે છે. (૫) મારી વહાલી બેન ૧૦૦ સુધી ગણે છે અને હોંસથી “ ભૂ પા ” શીખે છે. (૬) મારી વહાલી બેન નિશાળે જાય છે અને કોઈ દિવસ નિશાળે જવાનું ચૂકતી નથી. (૭) મારી વહાલી બેન સ્લેટ પકડે છે અને બહુ સમજુ દેખાય છે. (૮) મારી વહાલી બેન પેન માગે છે ત્યારે બધાને વહાલી લાગે છે. (૯) મારી વહાલી બેન હાથમાં ચોપડી લે છે, અને હરખાતી હરખાતી ચાલે છે. (૧૦) મારી વહાલી બેન લેશન કરે છે તેથી બધામાં નક્કી સારી ગણાય છે. (૧૧) મારી વહાલી બેન વારતાઓ વાંચે છે તેથી બધાને ખુશાલી ઉપજે છે. (૧૨) મારી વહાલી બેન તાળી લઈને ( તાળ સાથે ) રસાળી ગરબી ગાય છે. (૧૩) મારી વહાલાં બેનની મીઠી

વાણી જેવી મેં દુનિયામાં કોઇની મીઠી વાણી સાંભળી નથી. (૧૪) મારી વહાલી બેન તમે વહાલાં લાગો છો માટે તમને પસંદ પડે તે માગી લો. (૧૫)

---

## છોકરાઓની મિજબાની.

**સમજુતી**—સૌ બેનો સંપીને આવો આજે આપણે મિજબાની કરીએ. બધાએ ઘરમાંથી કાંઇક કાંઇક ખાવાનું લાવો, આજે આપણે ઉજાણી કરીએ. (૧) કોઇ સેકેલા ચણા અને કોઈ ધાણી લાવી. આજે૦ કોઇ કોપરૂં ને ખાંડ લાવી. આજે૦ (૨) કોઈ ખજુર શોધી લાવી આજે૦ કોઇ ચારોળી ખાતી ખાતી આવી. આજે૦ (૩) કોઇ કહે છે કે એ તો ખોટેલી છે. આજે૦ કોઈ મીઠી બદામો લાવી. આજે૦ (૪) કોઇએ સોધાં પસ્તાં આણ્યાં. આજે૦ એ તો ઘણાંજ ખોરાં છે એમ સૌએ કહ્યું. આજે૦ (૫) કોઇ સુકી રાયણો તો કોઇ દરાખ લાવી. આજે૦ કોઈ આખો મૂળો લાવી. આજે૦ (૬) કોઇ બરફના ચોસલા જેવી બરફી લાવી. આજે૦ તે જોઇ બાળકોએ ખુશી થઇ કહ્યું. આજે૦ (૭) કોઇ ખુશાથી પેંડો લાવી. આજે૦ પણ તે કોઇથી કેમે કર્યો ભાગ્યો નહિ. આજે૦ (૮) પણ તે પંત્થરથી ભાગ્યો. આજે૦ કોઈ સારો લાડવો લાવી આજે૦ (૯) કોઈ કહે છે એ અમારા કામમાં નહિ આવે. આજે૦ ત્યારે કહ્યું કે એ તમને નહિ મૂકીએ. આજે૦ (૧૦) કોઇ સક્કરપારા લાવી. આજે૦ તો કોઈ ગોળપાપડી અને ખારા મમરા લાવી. આજે૦ (૧૧) કોઇ પસંદ પડે તેવા ગાંઠીઆ લાવી. આજે૦ તે તો રમતાં રમતાંજ ખાઇ ગયાં આજે૦ (૧૨) કોઈ પાંચે પકવાન લાવી. આજે૦

તે જોઈ નક્કી મોંમાં પાણી આવે મતલબ કે ખાવાનું મન થાય. આજે૦ (૧૩) કોઇ ઘીથી નીતરતું દળ અને મગદળ લાવી. આજે૦ કોઇએ તીખું તંમતંમતું અથાણું આણ્યું. આજે૦ (૧૪) કોઈ ખોબો ભરી ખારેક લાવી. આજે૦ કોઇ શેકેલો પાપડ લાવી. આજે૦ (૧૫) કોઇ કાંઇ ચોરીને સંતાડવી લાવી. આજે૦ તે જેવી આવી કે તરતજ પાછી મોકલી. આજે૦ (૧૬) અને તેને કહ્યું કે બેન એ તો ચોરી કહેવાય. આજે૦ કહ્યા વગર ઘરમાંથી કાંઈ પણ લાવવું નહિ. આજે૦ (૧૭) એટલામાં એક ગરીબ છોકરી રડતી આવી. આજે૦ અને કહ્યું કે મારી મા કાંઇ આપતી નથી. આજે૦ (૧૮) એને હેતથી પાસે બેસાડી. આજે૦ અને બધાએ ઉજાણી કરવા માંડી. આજે૦ (૧૯) બધા હેતથી વહેંચીને ખાય છે. આજે૦ અને કહે છે કે ખાઈ પી રહ્યા પછી ગરબા ગાવા માંડીએ. આજે૦ (૨૦)

---

## ગુજરાતની વનસ્પતિની શોભા. ભાગ ૧ લો.

**સમજુતી**—ગુજરાત દેશ સારો છે, સારો છે, સારો છે. પરમેશ્વરે એને દુનિયામાં સારો બનાવ્યો છે. (૧) જ્યાં જુઓ ત્યાં આનંદ આનંદજ છે, કારણ કે પરમેશ્વરે પૈસા અને અનાજની મહેરબાની કરી છે. (૨) ઘણી જાર, બાજરી, ભાત, ઘઉં, ચણા, વટાણા અને વાલ થાય છે. (૩) વળી જ્યાં ઘણી તુવેર, મગ, ચોળા, મઠ, અડદ, મકાઇ અને જવ ઘણાં થાય છે. (૪) અને વળી દીવેલી, તલ, અળસી વગેરે ચીજો હજારો હજાર કળશી પાકે છે. (૫) હું ખરૂં કહું છું, કે એ ગણે ગણી શકાય એમ નથી, ગુજરાતમાં તમામ

જાતનો કાચો સોના જેવો કીંમતી માલ પુષ્કળ થાય છે. (૬) પરમેશ્વરે કાંઇ પણ ખામી રાખી નથી, પણ ઉલટી હિંદુસ્તાન ઉપર ઘણી મહેરબાની કરી છે. (૭) હે ભાઈ! આપણીજ મોટી ભૂલ છે, કે આપણે ગરિબાઇમાં આવી પડયા છીએ. (૮) જો આવો ફળદ્રુપ મુલક બીજાને મળ્યો હોય તો જિંદગીમાં તે દુઃખ શબ્દ જાણેજ નહિ. (૯) લોકો પોતાની બુદ્ધિથી કંઇ પણ હુન્નર પરદેશમાંથી શીખી લાવતા નથી, અને ઘેટાની માફક ખોટી જીદ્દ કરે છે મતલબ કે બાપદાદાના ધંધામાં કંઇ સુધારો કરતા નથી. (૧૦) આપમત, આળસ અને અદેખાઈ એ બધું છોડી દો, અને દેશની લાગણીને માટે અભિમાન રાખી બધે ફરો, મતલબ કે પરદેશમાં મુસાફરી કરો. (૧૧) અહંકારથી (સ્વદેશાભિમાનના અહંકારથી) દેશ પાછો ચઢિઆતો કરો, અને સૂતાં બેસતાં પોતાના દેશનું સુખ ઇચ્છો. (૧૨) સંપ રાખીને, સરસ્વતી દેવીને યાદ કરીને, હુન્નર કળામાં અભિમાનથી છકેલા થાઓ, મતલબ કે હુન્નર કળામાં મચ્યા રહો. (૧૩) કેડ બાંધીને જરાવારમાં આળસ દૂર કરીને તૈયાર થાઓ તો હું વિચારીને કહું છું કે તમારી જીત છેજ. (૧૪)

---

## ગુજરાતની વનસ્પતિની શોભા. ભાગ ૨ જો.

**સમજુતી**—ગુજરાત ખરેખરો બાગજ છે, અને ઘણા ફળફૂલવાળો હોવાથી જાણીતો થયો છે. (૧) જ્યાં ઝાડોના ઘણા જથા માલમ પડે છે, જેને જોઇને મન આનંદ પામી ખૂશ થાય છે. (૨) વડ ચારે તરફ ફરતો ફેલાવો કરે છે, તેની નીચે લશ્કર ઉતરતું હતું.

(૩) હારબંધ ઘણા આંબાઓ ઊગે છે, કહો કે કેરીના સ્વાદમાં કાંઈ ખામી છે! (૪) લીમડાનો શીળો સારો છે, સારો. પણ આમલીની પ્રીતિ નઠારી છે. કારણ કે લીમડો કડવો છે પણ તે અને તેની હવા ગુણકારી છે, અને આમલી ખાટી છે અને તે ને તેની હવા રોગ ઉપજાવનારી છે. (૫) કપાસનો છોડ કેવો સારો છે! એ પોતે નાનો છે પણ દુનિયાને ઢાંકનારો છે. કારણ કે રૂનાં લુગડાં બને છે ને તે આખી દુનિયા પહેરે છે. (૬) આ ખસખસનું ખેતર કેવું ખીલી રહ્યું છે! જેના રસનું ઘણું કીંમતી અફીણ બને છે. (૭) અક્કલ વગરના માણસો જો વગર કારણે ( શોખને માટે ) ખાય, તો નક્કી મરેજ એમાં એનો કાંઇપણ વાંક નથી. (૮) આ ઉભી શેરડીઓ કેવી શોભે છે! જો, જો, એની ચમરીઓ કેવી નમે છે! (૯) પેલું ફણસનું ફળ કેવું મોટું છે! તે હાથીના માથાની વચ્ચમાંના ઢેકા જેવું દેખાય છે. (૧૦) જો, જો બધાં ઝાડો રત્નનાંજ છે મતલબ કે ઘણાં કીંમતી છે, હું કોના વખાણ કરૂં અને કોના ન કરૂં. (૧૧) આસોપાલવ, કદંમ, પીપળ, બીલી અને જાણે આકાશને ટકાવી રહ્યું હોય એવું ઉંચું તાડનું ઝાડ પણ છે. (૧૨) વાંસ, સાગ, સરગવો, બાવળ, ખાખર, ખજુરીઓ, અને આવળનાં ઝાડ પણ છે. (૧૩) જામફળી, કમરખી, બોરડી, સીતાફળી, કેળ અને દાડમડીઓનાં ઝાડ છે. (૧૪) કોઠી, રાયણ, લીંબુ, જાંબુ, નારંગી, અંજીર, અને શેતૂરનાં લાંબા ફળ તું જો. (૧૫) વળી પપનસ, ફાલસાં અને દ્રાખો એવા લાખો સ્વાદવાળાં મેવા થાય છે. (૧૬)

---

## ગુજરાતની વનસ્પતિની શોભા. ભાગ ૩ જો.

**સમજુતી**—હે બેન! ફૂલનો આનંદ તો આપણા ગુજરાત દેશમાંજ છે. કારણ કે તેમાં સોના જેવી શોભા અને સારી વાસ એ બંને છે. (૧) ફૂલો કેવાં તરેહ તરેહનાં રંગનાં છે, તે ઊડીને આંખે વળગે એવાં છે મતલબ કે તે આંખને વારંવાર જોવા ગમે છે. (૨) વળી તેની ખુશબો એવી સારી આવે છે, કે તેથી આખો ગુજરાત દેશ બહેક બહેક થઈ રહે છે. (૩) જુઈ, જાઈ, કેતકી, સાહેલી, પારિજાતક, ચંપો અને ચંપેલીનાં ફૂલ છે. (૪) ગુણકારી ગુલાબ, મોગરો, બટમોગરો, ગુલછડી, તગર, તુળસી અને ડમરાનાં છોડ પણ છે. (૫) ચારે તરફ જંગલો ફૂલોથી મઘમઘ થઈ રહ્યાં છે, ફૂલોનું નામ લેતાં વારજ કેવી સારી વાસ આવે છે! (૬) પાણીમાં કમળનાં ફૂલ ચારે તરફ કેવાં ખીલી રહ્યાં છે! સાંજે ગુલબાસનાં ફૂલ કેવાં શોભિતાં લાગે છે. (૭) આ ગુલાલાના ફૂલ કેવાં શોભી રહ્યાં છે! કેસુડાંના તથા કસુંબાના ફૂલ વહાલાં લાગે છે. (૮) હે બેની! પેલાં સુંદર સુરજમુખી ફૂલ સુરજની પાછળ પ્રેમથી કેવાં ફરે છે! (૯) પોયણીના ફૂલ ચંદ્રમા સાથે પરણેલાં છે, તેથી જ્યારે તે ચંદ્રમાને જુએ છે ત્યારે તે ખીલે છે. (૧૦) કરેણાં અને તનમનીયાંના ફૂલ મજાનાં ખીલ્યાં છે, અને ધંતુરાના ફૂલ પીપી જેવાં બનેલાં છે. (૧૧) જાણે વન પરમેશ્વરની લીલા પોકારતું હોયની! વનની શોભામાં પણ પરમેશ્વરનું રહેઠાણ છે. (૧૨) જ્યાં જોઉં છું ત્યાં પરમેશ્વર પુરેપુરો ફેલાગો હોય, એમ લાગે છે. નવલરામ કવિ કહે છે, કે મારૂં સારૂં નશીબ કે હું દુનિયાના સાર તરફ ગયો. મતલબ કે દુનિયાનો સાર મેં કહી બતાવ્યો. (૧૩)

## નિશાળની હકીકત.

**સમજુતી**—મા, હું તને પગે લાગીને કહું છું કે તું મને નિશાળે મૂક; મા, હું મોઢેથી માગી લઉંછું કે મારા ભણુવાના કોડ તું પુરી પાડ. (૧) મા, મારા જેવડી મારી ઘણી સહીઅરો જો, જો, ચોપડીઓ લઇને ભણુવાને જાય છે. (૨) મા, જો, જો, એ કેવી આનંદથી નિશાળે જાય છે! હે મા! ત્યાં જો જાય તો દરરોજ ગીત ગવાય છે. (૩) મા, ત્યાં શોભિતા રંગની (રંગાકારની) એક પેટી ભરેલી છે, હે મા, તેને ત્યાં એકી હોંસથી જુએ છે. (૪) મા, બીજી પેટી ખૂશ કરે એવાં રમકડાંની છે, મા, જેને માણુસો ખુશીથી આકારની પેટી કહે છે. (૫) મા, વળી ત્યાં શોભિતા ઝળકતા ચોકઠામાં ઘણા લખોટા પરોવેલાં છે તેવડે છોકરીઓ ગણે છે. (૬) મા, તરેહ તરેહના ઝગઝગતા રંગવાળા નવા નકશાઓ સારી રીતે ભીંતે ટંગાવ્યા છે તે જાણે આરસા હોયની! (૭) મા, ત્યાં એક ચીતરેલો ગોળો (પૃથ્વીનો ગોળો) ચારે તરફ ફરી શકે એવો છે, મા, સાચું કહુંછું, કે ખરેખર તે ચકર ચકર ફરે છે. (૮) મા, હું એક દહાડો મારી બેનપણી સાથે ત્યાં ગઈ હતી, મા, તેજ દિવસથી ખુશાથી ભણવાની મરજી થઈ. (૯) મા, નિશાળમાં તો ભણવાની મજ્જ છે, મા, ત્યાં એક વાગે રમવાની રજા મળે છે. (૧૦) મા, ત્યાં મહેતાજી બધાપર ઘણી માયા રાખે છે, મા, મહેતાજી હંમેશાં ધીરા સ્વભાવથી મીઠું બોલે છે. (૧૧) મા, ત્યાં શીખવવાની કેવી ખુબી છે! મા, ચારે તરફ ઘટા છવાઈ રહી છે તેથી ત્યાં ભણવામાં મન ચોંટે છે. (૧૨) મા, આવી નિશાળે ભણુવા જવું એ તો આનંદજ, મા, ત્યાં હંમેશાં

રમ્યા કરતાં ભણવું ગમે છે. (૧૩) મા, જો નિશાળ બહારથીજ લલચાવે એવી છે, હે મા, જો ત્યાં જઇને હોંસથી ભણીએ તો નસીબ ઉઘડે. (૧૪) મા, વિદ્યા વગર સ્ત્રી અને પુરુષ ઢોર સરખાં રહે છે, મા, મેં ભણતરમાં ઘણાંજ સુખો જોયાં છે, (૧૫)

**સમાપ્ત.**

# મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

## ☞ સર્વ માન્ય થઇ પડેલી લોકપ્રિય બુકો.

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગની નોટ | ૦-૧-૬ | પાંચમીના અર્થ | ૦-૭-૦ |
| પહેલીના અર્થ | ૦-૨-૦ | છઠ્ઠીના અર્થ | ૦-૭-૦ |
| બીજીના અર્થ | ૦-૩-૦ | સાતમીના અર્થ | ૦-૮-૦ |
| ત્રીજીના અર્થ | ૦-૪-૦ | સુરત શહેરનો નકશો છપાય | |
| ચોથીના અર્થ | ૦-૬-૦ | ચોર્યાસી તાલુકાનો,, | ૦-૧- |

**કન્યા વાચનમાળા પુસ્તક પહેલાના અર્થ ૦-૩-૦**

**કન્યા વાચનમાળા પુસ્તક બીજાના અર્થ ૦-૪-૦**

**કન્યા વાચનમાળા પુસ્તક ત્રીજાના અર્થ ૦-૬-૦**



| | | | |
|---|---|---|---|
| પદાર્થ પાઠ ભા. ૧ લો. | ૦-૩-૦ | પદાર્થ પાઠ ભા. ૨ જો | ૦-૫-૦ |
| દિશા શિક્ષણ | ૦-૦-૪ | સુરત જિલ્લાનો નકશો | ૦-૩-૦ |

**સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો**
**"ભૂગોળ શિક્ષક"** બે આના.

**સુરત જિલ્લાનો "ભૂગોળ શિક્ષક"** સવા આનો.

**ગુજરાતની સામાન્ય ભૂગોળની**
**"પ્રશ્નોત્તરમાળા"** દોઢ આનો.

---

**છગનલાલ મોતીરામ શાહ.** શાહપોર-સુરત.